મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ, પશ્ચિમ હિંદ સ્ટેટ્સ
એજન્સીએ અને ગુજરાત વિદ્યાપીઠે

ટેક્સ્ટ-બૂક તરીકે ચલાવવા મંજુર કરેલી

# સરલ
# બાળપોથી

---


લેખક અને પ્રકાશક

દાદાભાઈ તુળસીદાસ સાવાણી,
મ. જી હેડ માસ્તર, આઈ. પી. ટ્રે. કોલેજ, અમદાવાદ.

રતનશી પુરુષોત્તમ આરડા,
હેડ માસ્તર, એમ. બી. એમ. ટ્રે. કોલેજ, બોરસદ.

પાનાચંદ ઝવેરચંદ મોગાણી,
ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, વાંકાનેર.


---


[ સર્વ હક લેખકોને સ્વાધીન. ]



આવૃત્તિ દસમી ]  ૧૯૩૦  [ પ્રત ૩૦૦૦૦


---

એક આનો

૧૫૩૫૭

# પ્રસ્તાવના

હાલના પ્રગતિમાન જમાનામાં શિક્ષણની જુદી જુદી શૈલીઓ રજુ થએલી છે. તેમાં સ્વયંશિક્ષણશૈલી લગભગ સર્વશ્રેષ્ઠ ગણાઈ છે. એ દૃષ્ટિએ ભાષાજ્ઞાન ઉત્તમ રીતે આપી શકાય એમ અનુભવ થતાં અમે આ સરલ બાળપોથી યોજવા પ્રેરાયા છીએ.

## સરલ બાળપોથીનાં શિક્ષકોને

(૧) મૂળાક્ષરશિક્ષણમાં પ્રવેશ કરતા બાળકના હાથમાં આ પોથી આપવાની છે.

(૨) પહેલા ભાગમાં પ્રથમ ચિત્રપરિચય કરાવવો. તે પરથી નામના અક્ષરો બાળકો સ્વયં ઓળખે એમ કરવું.

# સરલ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# બાળપોથી

ભાગ-૧



ઘર



રથ

ઘ ર થ



થડ



ડફ



ફણસ

ડ ફ ણ સ

રણ | રસ



ઢગ



ગજ



જઠર

ઢ ગ જ ઠ

| | |
|---|---|
| ગઢ | ગર |
| સઢ | ગણ |



હળ



વડ



નટ

હ ળ વ ન ટ

| | | | |
|---|---|---|---|
| નળ | જવ | ઘન | ગગન |
| ફળ | જળ | વન | હરણ |



ખલ



ધમણ



ચમર

ખ લ ધ મ ચ

| | | | |
|---|---|---|---|
| મગ | મણ | મધ | મગન |
| મઠ | ચણ | નખ | મગર |



બળદ



ભમર



ઉતરડ

બ દ ભ ઉ ત

| | | | |
|---|---|---|---|
| તલ | દર | ભરત | બરફ |
| તજ | તર | ભજન | ઉમર |

રમણ, રમત રમ.

નવલ, ભરત ભર.



પણછ



ઇયળ



ઝરણ

# પ છ ઇ ય ઝ

| | | | |
|---|---|---|---|
| પગ | ઝટ | પવન | છગન |
| પડ | લટ | પરબ | છતર |

છગન, ઝટ ભણ.

દલપત, દસ ગણ.



અજગર



કળશ



ઋષભ

અ ક શ ઋ ષ

| | | | |
|---|---|---|---|
| શણ | બતક | કલમ | અદબ |
| કણ | કબર | કમળ | અડદ |

ઉજમ, અડદ ભરડ.

મગન, કલમ ઘડ.

( ૧ )*

ન મ પ ષ ખ ગ જ

ઝ ઉ ર સ શ ચ અ

ટ ઢ ય થ, લ વ ળ

બ દ ઇ છ ઘ ધ ડ

ઠ હ ણ ક ફ, ત ભ

( ૨ )×

ક ખ ગ ઘ, ચ છ જ

ઝ, ટ ઠ ડ ઢ ણ, ત

થ દ ધ ન, પ ફ બ

ભ મ, ય ર લ વ, શ

ષ સ હ ળ, અ ઇ ઉ

---

* લખતાં શિખવવાનો ક્રમ.  × છેવટ શિખવવાનો શાસ્ત્રીય ક્રમ.

ભાગ–૨

પાઠ ૧



આ ા²

આ = ા

ક + ા = કા

કા ચા ટા તા પા



વાળ | કાન | ગાલ | હાથ | ખભા

આ તારા વાળ.

આ તારા કાન.

આ તારા ગાલ.

આ તારા હાથ.

આ તારા ખભા.

૧૫૩૫૭

## પાઠ ૨



એરણ

એ = ે

ક + ે = કે

# કે ચે ટે તે પે



| | | | |
|---|---|---|---|
| એક | તેને | મને | ગમે |

આ એક હરણ છે.

તેને ચાર પગ છે.

તેને બે કાન છે.

એ ઘાસ ખાય છે.

મને હરણ ગમે છે.

પાઠ ૩

ઇયળ | ઇ = િ

ક + િ = કિ

કિ ચિ ટિ તિ પિ



હરિ | સિતાર | વિમળા | સવિતા | કવિતા

આવ, હરિ, બેસ.

આ સિતાર લે.

તને સિતાર ફાવે છે.

વિમળા ભજન ગાશે.

સવિતા કવિતા ગાશે.

પાઠ ૪



ઈસ | ઈ = ી

ક + ી = કી

# કી જી ટી તી પી





બિલાડી | કાળી | બીજી બેઠી | ઉભી

આ બે બિલાડી છે.

એક સફેદ છે.

બીજી કાળી છે.

એક ઉભી છે.

બીજી બેઠી છે.

## પાઠ ૫




ઉ = ુ

ક + ુ = કુ

# કુ જુ ડુ તુ રુ



બબુ | તનુ | લાડુ | કાજુ | ખજુર

આવ, બબુ, આવ.

તનુ બેન લાડુ લાવી છે.

મારી પાસે ખજુર છે.

તારી પાસે કાજુ છે.

હવે આપણે ઉજાણી કરીએ.

પાઠ ૬



ઊન

ઊ = ૂ

ક + ૂ = કૂ

કૂ  જૂ  દૂ  તૂ  રૂ



| | | | | |
|---|---|---|---|---|
| બૂમ | ભૂખ | દૂધ | ફૂલ | ખૂબ |

ભાઈ, કેમ બૂમ પાડે છે ?

બા, મને ભૂખ લાગી છે.

આવ, ભાઈ, દૂધ પી.

પછી આ ફૂલ લે.

તને ફૂલ ખૂબ ગમે છે.

## પાઠ ૭



**ઐરાવત**

ઐ = ૈ

ક + ૈ = કૈ

# કૈ ચૈ ટૈ તૈ પૈ





બૈરી | વૈતરા | પૈસા

આ એક બૈરી છે.

પાસે બે વૈતરા છે.

વૈતરા કામ કરે છે.

બૈરી તેને પૈસા આપશે.

કામ કરે તે પૈસા લે.

## પાઠ ૮



ઓરત

| | |
|---|---|
| ઓ | = ો |
| ક + ો | = કો |

# કો ચો ટો તો પો



| | | | |
|---|---|---|---|
| જુઓ | ઘોડો | સારો | કરતો |
| મારો | કેવો | દોડે | વહાલો |

જુઓ, મારો ઘોડો
કેવો સારો દોડે છે !
થનથન કરતો નાચે છે.
મને એ વહાલો લાગે છે.
ચાલ, ઘોડા, ચાલ.

પાઠ ૯



ઔષધ

ઔ = ૌ

ક + ૌ = કૌ

# કૌ ચૌ ટૌ તૌ પૌ



| | | | |
|---|---|---|---|
| સૌ | નૌકા | નૌતમ | ગૌતમ |

ચાલ, નૌતમ, ચાલ.
નૌકા નૌકા રમીએ.
સૌ પોતાની નૌકા લાવે.
ગૌતમ તાળી પાડે.
સૌ પોતાની નૌકા ચલાવે.

## પાઠ ૧૦



અંબાડી

અં = ં

ક + ં = કં

કં ચં ટં તં પં



ઉંચે | ચંદુ | અહીં | પતંગ | શંકર

ચંદુ, ચંદુ, અહીં આવ.

તને કંઈક બતાવું.

જો, પેલો શંકર ઉભો છે.

તે પતંગ ચઢાવે છે.

પતંગ કેવો ઉંચે જાય છે!

પાઠ ૧૧

# અઃ

અ + ઃ = અઃ      ત + ઃ = તઃ

કઃ   ચઃ   ટઃ   તઃ   પઃ

દુઃખ

કોઈને દુઃખ દેવું નહિ.

---

પાઠ ૧૨

બારાખડી

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

ચ ચા ચિ ચી ચુ ચૂ ચે ચૈ ચો ચૌ ચં ચઃ

જ જા જિ જી જુ જૂ જે જૈ જો જૌ જં જઃ

ર રા રિ રી રુ રૂ રે રૈ રો રૌ રં રઃ

ભાગ–૩

પાઠ ૧૩



બા, હું નિશાળે જાઉં છું.

ભાઈ, જા, વખત થયો છે.

તારી ચોપડી ને પાટી લીધાં ?

હા, બા, બધું લીધું છે.

ભાઈ, સાચવીને જજે.

ગુરુજી શીખવે તે બરાબર શીખજે.

રજા પડે કે તરત ઘેર આવજે.

વાટમાં રઝળીશ નહિ.

વારુ, બા, હું જાઉં છું.

જા, ભાઈ, ખુશીથી જા.

## પાઠ ૧૪



આ ગાય છે.
તેને ચાર પગ છે.
માથે બે શીંગડાં છે.
પાછળ એક પુછડું છે.
ગાય પાસે વાછરડી છે.
બા ગાય દોહે છે.
પાસે ભાઈ ઉભો છે.
તે દૂધ માગે છે.
બા તેને દૂધ આપશે.
ભાઈ દૂધ પીશે.

## પાઠ ૧૫



આ પોપટ છે.

તે ડાળી ઉપર બેઠો છે.

તેને બે પાંખો ને બે પગ છે.

પોપટનો રંગ લીલો છે.

તેને એક ચાંચ છે.

તેની ચાંચ વાંકી છે.

ચાંચ રંગે રાતી છે.

તેની ડોકે કાળો કાંઠલો છે.

પોપટને ફળ બહુ ભાવે છે.

તેની બોલી મીઠી લાગે છે.

## પાઠ ૧૬



મનુ, ચાલ, ગાડી ગાડી રમીએ.

બાબુભાઈ એંજીન થાય.

રમુ ને છોટુ ડબા થાય.

નટવર ગાડીની સંભાળ રાખે.

નૌતમ લીલી ધજા બતાવે.

નટવર સિસોટી વગાડે.

એંજીન પુઉઉઉ....કરે,

એટલે ગાડી ચાલવા માંડે.

ચાલો, ગાડી ચાલવા લાગી.

છુકછુક, છુકછુક, છુકછુક.

## પાઠ ૧૭



જુઓ, આ કેરી છે.
તે ડાળી પર લટકે છે.
તેનો આકાર લંબગોળ છે.
કાચી કેરી ખાટી હોય છે.
પાકી કેરી મીઠી લાગે છે.
કેરીમાં ગોટલો હોય છે.
ગોટલો ભાંગતાં ગોટલી નીકળે.
ગોટલી તુરી હોય.
ગોટલી વાવીએ તો આંબો થાય.
આંબા પર કેરી આવે.
મને કેરી બહુ ગમે છે.

## પાઠ ૧૮



ચાલ, સવિતા, ઢીંગલી ઢીંગલો રમીએ.

હા, કમળા બેન, ચાલો.

કમળા, હું પણ આવું છું.

કાશી, આવીશ નહિ. તું ગંદી છે.

જો તારાં કપડાં કેવાં મેલાં છે!

હાથ પર કેટલો મેલ છે!

તારો મેલ અમને ચોંટે.

ગંદું શરીર કોને ગમે?

કમળા બેન, શું કરૂં તો રમાડો?

ગંદી ન રહે તો રમાડીએ.

## પાઠ ૧૯



એક પૈસાદાર વેપારી હતો.
તે ઘોડે બેસીને જતો હતો.
વાટમાં તેની શાલ પડી ગઈ.
વેપારીને તેની ખબર ન રહી.
તે શાલ ખેડુતના છોકરાને જડી.
છોકરે તે શાલ રાખી નહિ.
તે વેપારીની પાછળ ગયો.
" ઉભા રહો. " એવી બૂમ પાડી.
વેપારી કને જઈ તેને શાલ આપી.
છોકરાની ટેવ જોઈ વેપારી ખૂશ થયો.

પાઠ ૨૦



વિનુ, આ બગીચો જો.
એ અમે બનાવેલો છે.
આ બધાં ફૂલઝાડ છે.



જો, આ ગુલાબ છે.
તેની વાસ કેવી મધુર છે!

આ મોગરો જોયો?
તે કેવો બહેકે છે!





આ જુઈ તો જો.
ફૂલ તો નાનું છે,
પણ શી મઝાની વાસ!

## ભાગ-૪

### પાઠ ૨૧



( દોહરા )

ગુણવાળી છે ગાય તું,
આપે મીઠું દૂધ;
હોંસે હોંસે પીઉં છું,
નાચી કૂદી ખૂબ.
દહીં તેનું કરીએ કદી,
માખણ, ઘી પણ થાય;
મીઠાં બહુ લાગે મને,
ગુણવાળી એ ગાય.

## પાઠ ૨૨



( પુનમ ચાંદનીનો રાગ )

આવો ખેલ મઝાનો કરીએ આજે આપણે રે,
ઊઠો સૌએ સાથે રાખી સીધી હાર;
કરીએ આનંદથી આજ કવાયત આપણે રે.

હાથ ઉપાડો હોંસથી,
ઉંચા જાય તમામ;
ગોળાકારે ફેરવો,
છેવટ સીધા આમ.

સીધી નજર કરીને ઉભા રે'વું સાથમાં રે,
ડાબા, સીધા, જમણા, સીધા થઈ આ વાર;
પુરો ખેલ કરીને ખાંતે સૌએ બેસીએ રે.

## પાઠ ૨૩



( ચોપાઈ )

મા, મા, મા, તું બહુ હેતાળ,
રાત દિવસ લે છે સંભાળ;
સૌ સુખની તું છે દેનાર,
તારા વિણ ગમે ન લગાર.
મીઠાં મીઠાં વદતી વેણ,
નીરખી મુજને હસતાં નેણ;
મારે માટે દુઃખ ખમનાર,
નહિ ભૂલું તારો ઉપકાર.

## પાઠ ૨૪

### ( ગઝલ )

વિભુ સૌમાં વસેલો છે,
દયાળુ દેવ મોટો છે;
કીધાં તેં સાધનો સારાં,
સહુને સુખ દેનારાં.
જીવોને તું જિવાડે છે,
અમોને તું રમાડે છે;
મતિ સારી સદા દે તું,
અતિ આભાર માનું હું.



જેમકે પહેલું ચિત્ર ' ઘર 'નું છે, તે બતાવવું. ચિત્ર જોતાં જ બાળક તેનું નામ કહેશે, કે 'ઘર.' પાસે ચિત્રનું નામ 'ઘર' લખ્યું છે તે સમજાવવું તથા તે શબ્દના 'ઘ' અને 'ર' અક્ષરો ઓળખાવવા.

આમ ચિત્ર અને બાજુએ તેનું નામ છે, એવો ખ્યાલ બાળકોને આવતાં તે પોતાની મેળે પછીના ચિત્ર પરથી તેનું નામ ઓળખવા પ્રયત્ન કરશે. એક પૃષ્ઠનાં બધાં ચિત્રો અને તેમનાં નામોમાં આવતા મૂળાક્ષરો બરાબર ઓળખ્યા પછી નીચે લખેલા અક્ષરો અને શબ્દો બાળકો સ્વયં વાંચી શકશે. શિક્ષકે જોતા રહેવું જોઇએ, કે તેમનો પ્રયત્ન વાસ્તવિક છે.

એક પૃષ્ઠ પરના મૂળાક્ષરો ચિત્રની મદદ વિના બાળક બરાબર ઓળખી લે એટલે પછીનું પૃષ્ઠ શરુ કરવું. દરેક દિવસે પાછલા પૃષ્ઠનું પુનરાવર્તન પ્રથમ કરી લેવું. આ પ્રમાણે પહેલો ભાગ પુરો થતાં બાળકોને મૂળાક્ષરોનો પરિચય થઈ જશે.

( ૩ ) બાળકોને કેટલાક અક્ષરોનો અથવા બધાનો પરિચય થઈ ગયા પછી લેખન શરુ કરવું. પરિચય થઈ ગયા પછી લેખન ઘણું સરલ પડે છે. લેખન કયે ક્રમે કરાવવું તે દર્શાવવા અમોએ એક ક્રમ નવમા પૃષ્ઠ પર આપ્યો છે. કોઇને તે ક્રમને બદલે જુદે ક્રમે કરાવવું હોય તો કશી હરકત નથી, તોપણ એટલું તો ખાસ લક્ષમાં રાખવું, કે છેવટ શાસ્ત્રીય ક્રમ પ્રમાણે લખતાં અવશ્ય શિખવવું.

( ૪ ) બીજા ભાગમાં પહેલા ભાગની શૈલીએ સ્વરો શિખવવા. દરેક સ્વરને ઘણા વ્યંજન સાથે જોડી ઉચ્ચાર કરાવવો. પછી પાઠમાંના નીચે આપેલા શબ્દો તથા વાક્યોનું વાચન અને લેખન કરાવવું. આ રીતે આ ભાગમાં બારાક્ષરીનું જ્ઞાન ચોકસ અને પૂર્ણ થશે.

( ૫ ) બીજા તથા ત્રીજા ભાગના પાઠો વંચાવતી વખતે તેમાં જે પ્રાણી કે પદાર્થની વાત આવતી હોય તેનું પ્રત્યક્ષ અવલોકન બની શકે તો જરૂર પહેલું કરાવી લેવું. પછી પાઠ વંચાવવો.

**અમદાવાદ** તા. ૧૪-૬-૩૦ **લેખકો.**

મળવાનાં મુખ્ય સ્થળ

૧. દાહ્યાભાઈ તુળસીદાસ ભોજાણી,
સાંકડી શેરી, દેવજીસરૈયા પોળ, અમદાવાદ.

૨. રતનશી પુરુષોત્તમ અનડા,
હેડ માસ્તર ટ્રેનિંગ કોલેજ, બોરસદ.

૩. પાનાચંદ ઝવેરચંદ, સાંગાણી,
ડેપ્યુટી એજયુ. ઇન્સ્પેકટર, વાંકાનેર.



મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય: રાયખડ, અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.